કર્ત્તા – પ્રજ્ઞાશીલ :

## મહારાજ શ્રી માણેકચંદ્રજી સ્વામી

: સંગ્રાહક :

આઠકોટી મોટા પક્ષના પૂજ્ય આચાર્યશ્રી કર્મસિંહજી
સ્વામીના શિષ્ય **મહારાજ શ્રી રામચંદ્રજી સ્વામી.**

: મુદ્રક : : મુદ્રણસ્થાન :
જયંતિલાલ દેવચંદ મહેતા
જય ભારત પ્રેસ
ગાક માર્કેટ પાસે–રાજકોટ.

વીર સંવત ૨૪૮૫
વિક્રમ સંવત ૨૦૧૫
પ્રત : ૪૦૦ ચારસો.

અર્ધી કિંમત

# અનુક્રમણિકા



: ફોટા :

૧ શ્રી શામજી વેલજી વીરાણી

૨ શ્રી કડવીબાઇ વીરાણી

૩ શ્રી વિનોદમુનિ 'સંસારી જીવનમાં શાસ્ત્ર અધ્યયન

૪ સ્મરણાંજલિ.



# પ્રસ્તાવના.

આત્મા અનાદિ કાળથી સંસાર રૂપી જેલમાં નાના વિધ કર્મોના ગુન્હારૂપ બંધન-શિક્ષાઓને, સંસાર જેલમાં પરિભ્રમણ રૂપે ભોગવ્યા કરે છે.

શ્રી ઉત્તરાધ્યયન સૂત્ર-અધ્યયન ૩-ગાથા ૩-૪ અર્થાત. આત્મા એક વખત દેવ થાય તો એ જ આત્મા કોઇ વખતે નારકી પણું પામે. કોઇ વખતે તે અશુરપણું પામે તો કોઈ વખતે ઈતર ગતિમાં ઉત્પન્ન થાય એમ જે જે પ્રકારનાં કર્મ બંધનો હોય તે પ્રકારે ગતાનુ ગતિપણું કર્યા કરે. વળી મનુષ્યપણામાં કોઇ વખતે ક્ષત્રીય કુળમાં, તો કોઈ વખતે ચંડાળ અથવા બક્કુશ (વર્ણશંકર) કુળમાં ઉત્પન્ન થયો. વળી કોઈ વખતે કીડા પણે તો કોઇ વખતે પતંગીઆ પણે તો કોઈ વખતે કુંથુઆ પણે કે કોઇ વખતે કીડી પણે. એમ અનેકાનેક જન્મ જન્માંતરો કરતા સ્થૂલ સુખ દુઃખનો અનુભવ કરે છે અને અનેક પ્રકારનાં દંડ ભોગવે છે-માર ખાય છે.

એ મારખાવો-ચાર ગતિમાં રખડપટી કરવી તેનું નામ જ દંડાવું. અને તે દંડાવાનાં સ્થાનો-ચાર ગતિમાં ૨૪ છે, તેને ચોવીસ દંડક કહે છે. તે દંડકનું જ્ઞાન કરવું એ સ્થાનની ઓળખાણ જેનાથી થાય, એનું નામ **દંડકાવબોધ.**

દંડકાવ બોધની શરૂઆતમાં જ વિદ્વાન લેખક કહે છે કેઃ-

**दंड्यते जीवा यास्मिन् सदंडकः**

અર્થાત્-જ્યાં જીવ-આત્મા અનેક પ્રકારના સુખદુઃખથી દંડાય છે. તે દંડક.

આત્માને દંડાવાનું કારણ કર્મના બંધનો જ્યાં સુધી આત્મા કર્મમેલ સહિત છે. કર્મનાં બંધનોથી બંધાએલ છે, ત્યાંસુધી તેને સંસાર પરિભ્રમણ ચોકસ છે. એ પરિભ્રમણ કરાવનાર કર્મ બંધનના બીજ તો શ્રી વીતરાગ પ્રભુએ બે જ કહેલ છે. અને તે :-

## रागोय दोसो वीयकम्मबीयं.

રાગ અને દ્વેષ એ બે જ કર્મનાં બીજ છે અને તેમાં પણ રાગ જ મુખ્ય છે. કારણ કે દ્વેષ તો રાગ પછીનો છે અને દ્વેષ તો કોઇ વખતે હોય અને કોઇ વખત ન પણ હોય, પણ રાગ તો દરેક સ્થળે અને દરેક વખતે હોય જ. તેમ જ રાગ જીતાય એટલે દ્વેષ તો જીતાએલો જ છે. કારણ કે દ્વેષની ઉત્પત્તિ રાગના લીધે જ હોય છે. માટે જ શ્રી અરિહંતદેવને **વીતરાગ** દેવ કહેલ છે. એ વીતરાગ અવસ્થા પ્રાપ્ત કરવા માટે અને ચોવીસ દંડકમાં રહી દંડાવાથી છૂટવા માટે–કર્મનાં બંધનો છૂટવા જોઇએ અને તે કર્મ બંધનો છોડવા માટે, પ્રથમ કર્મનાં સ્વરૂપને જાણવું જોઇએ.

કર્મ એટલે જીવ સાથે લાગેલા રજકણો પરમાણું પુદ્ગળોનો જથ્થો. તે રજકણો બે જાતનાં હોય છે. એક શુભ–સારા અને બીજા અશુભ ખરાબ, શુભ રજકણોનો જથ્થો સમુહ વધે છે, ત્યારે તેને પુણ્ય કહે છે. અશુભ પુદ્ગલના સમુહને પાપ કહે છે.

જે પ્રકારના કર્મ પુદ્ગલો આત્માને ચોટે છે–તે પ્રકારની શુભા શુભ સ્થિતિ આત્માને અનુભવવી પડે છે.

આત્મા વસ્તુતઃ તો અરૂપી, અમૂર્ત–ચૈતન્ય અને સિદ્ધ સ્વરૂપી છે. જ્યારે કર્મ એ રૂપી, પુદ્ગલીક અને જડ છે. છતાં તે ચૈતન્યને કેમ વળગી શકે? તેનો જવાબ એ છે કે અનાદિ કાળથી કર્મ સંયોગોથી જીવ રૂપીપણું અંગીકાર કરીને કાર્મણ શરીરથી નવા કર્મ ગ્રહણ કરતો જાય છે અને ભોગવેલા કર્મો છોડતો જાય છે.

શ્રી દંડકાવબોધમાં સામાન્ય અભ્યાસીથી લઇને વિશેષ સવિશેષ શાસ્ત્રાભ્યાસીને ઘણું જાણવા શીખવા મળી રહે છે, દરેક સિદ્ધાંતો–સૂત્રો વાંચવા વિચારવા જેવી ગુરુવાદિકની કે એવી બીજી કોઇ અનુકુળતા નથી હોતી, અથવા નથી મળતી તેને માટે તો આ પરમ ઉપકારક ગ્રંથ છે. આ એક જ ગ્રંથના વિચાર પૂર્વકના વાંચન–મનનથી જૈનધર્મનાં મુખ્ય મુખ્ય સિદ્ધાંતોનું જાણપણું અવશ્ય થાય તેમ છે.

# નિવેદન.

" असंखयं जीविय मा पमायए "

સ્વર્ગસ્થ બા. બ્ર. **શ્રી વિનોદમુનિજી** આગમોક્ત જિનવાણીના પરમ ભકત હતા. આગમવચનો પર એમની અગાધ શ્રદ્ધા હતી, અને '**असंखयं जीविय मा पमायए**' (જીવન તૂટયું સંધાતું નથી માટે ક્ષણ માત્રનો પણ પ્રમાદ ન કરવો જોઇએ) આ તેમનું ધ્યેય હતું.

વીતરાગની વાણીનો વિશેષ પ્રચાર કેમ થાય એની એમના હૃદયમાં ઘણીજ ધગશ હતી. વીતરાગના વચનોનું શ્રદ્ધાન કરીને એમણે ભાગવતી દીક્ષા અંગીકાર કરી. એમની દીક્ષા સંસ્કાર વિધિમાં અમે નિમિત્ત ન થઇ શકયા, એ અમારી કમનસીબી છે. વીતરાગ વાણીના પ્રચારની એમની જે ઉત્કૃષ્ટ ઇચ્છા હતી તે સદ્ભાવનાની પૂર્તિરૂપે વીતરાગવાણીમાંથી જે ઉત્તમ જ્ઞાન કે જે નિત્ય શ્રાવક-જીવનમાં ઉપયોગી થઇ શકે તેવા સાહિત્યનું પ્રકાશન કરીને અમુક અંશે એ દુઃખને હળવું કરવા અમારા ચિત્તને શાન્ત્વન આપવાનો સ્વલ્પ પ્રયત્ન કરી આ ગ્રંથ સ્વર્ગસ્થ બા. બ્ર. **શ્રી વિનોદમુનિજીને** શ્રદ્ધાંજલિરૂપે અર્પણ કરીએ છીએ.

સ્વર્ગસ્થ મુનિશ્રી નિર્વાણ પામ્યા પછી તેમના સ્વર્ગારોહણનું જે નિમિત્ત સરજાયું તેનું વર્ણન તથા તેમના આદર્શ જીવનનો વૃતાંત સંક્ષિપ્તમાં આ ગ્રંથમાં આપેલ છે. તેમજ તેમના અનુપમ

જીવનને આવરી લેતો ગ્રંથ ગુજરાતી તથા હિન્દી ભાષામા જુદા જુદા ગ્રંથ રૂપે પ્રકાશન થએલ છે. "શ્રી દંડકાવબોધ ગ્રંથ" નામનો ગ્રંથ અમો શ્રી જૈન ધર્મ પ્રેમી મુમુક્ષુઓ સમક્ષ મૂકીએ છીએ જેમાં નિત્ય સ્વાધ્યાય કરવા માટે ઘણું ઘણું છાપ્યું છે.

આવા ગ્રંથો સસ્તી કિંમતે મળી શકે તો તેનો લાભ સૌ કોઇ વધારે પ્રમાણમાં લીએ અને જૈન જ્ઞાનનો પ્રચાર વધે એ કારણને અંગે અને અમારા સ્વ. પૂ. પિતાશ્રીની જે ખરા અંતઃકરણની ધગશ અને આકાંક્ષા હતી તેમજ તેઓશ્રીની સૂચના હતી તે પ્રમાણે આજે આ ગ્રંથ "શ્રી દંડકાવબોધ ગ્રંથ" તેમજ શ્રી જૈન તત્ત્વ પ્રકાશ, શ્રી સમ્યગ્દર્શન અને અધ્યાત્મ જ્ઞાન, મહામંત્ર આરાધના શ્રુતજ્ઞાન પ્રશ્નોત્તરી અને તત્ત્વ સંગ્રહ, શ્રી ધર્મધ્યાન અને સજઝાયમાળા, શ્રી જૈન જ્ઞાન સાગર, શ્રી બૃહદ્ જૈન થોક સંગ્રહ, અતિમુકત બા. બ્ર. શ્રી વિનોદમુનિનું જીવન ચરિત્ર (ગુજરાતી) તથા (હિન્દી), શ્રી સિદ્ધિના સોપાન, શ્રી નવતત્ત્વ અને જીવ વિચાર, ભાવના શતક તથા કર્મ અને આત્માનો સંયોગ, શ્રી પ્રતિક્રમણ સૂત્ર, શ્રી સામાયિક સૂત્ર, જેવાં ધાર્મિક ગ્રંથો અને ધાર્મિક ઉપકરણો પડતર કિંમત કરતાં અર્ધી કિંમતે આપીને તેઓશ્રીની ઈચ્છા અને ભાવનાને માન આપ્યાનો અમોને સંપૂર્ણ આનંદ થાય છે. તે સાથે આ ગ્રંથ જૈન ધર્મ પ્રેમી સમાજ સમક્ષ સાદર રજુ કરવાના અમને પ્રાપ્ત થયેલા શુભ અવસર બદલ અમારી જાતને કૃતકૃત્ય માનીએ છીએ.

લિ. આત્મબંધુ,

**દુર્લભજી શામજી વીરાણી**

સ્વ. ધર્માનુરાગી પૂજ્ય



શ્રી શામજી વેલજી વીરાણી

## બા. બ્ર. શ્રી વિનોદમુનિનું સંક્ષિપ્ત જીવન ચરિત્ર.

※

આ પુસ્તક બા. બ્ર. શ્રી વિનોદમુનિના સ્મણાર્થે પ્રગટ કરવામાં આવેલ છે તેથી તેમના જીવન ચરિત્રના પુસ્તકમાંથી અહીં સંક્ષિપ્તમાં તેઓશ્રીનું જીવન વૃતાંત છાપવામાં આવેલ છે અને તેમને આ ગ્રંથ અપર્ણ કરવામાં આવે છે.

આ પરમ વૈરાગી પુરુષનો જન્મ વિક્રમ સંવત ૧૯૯૨ માં પોર્ટસુદાન (આફ્રિકા) માં કે જ્યાં વીરાણી કુટુંબનો વ્યાપાર આજ દિવસ સુધી ચાલુ છે ત્યાં થયો હતો.

શ્રી વિનોદકુમારના પુણ્યવાન પિતાશ્રીનું નામ શેઠશ્રી દુર્લભજી શામજી વીરાણી અને મહાભાગ્યવાન માતુશ્રીનું નામ બેન મણિબેન વીરાણી બન્નેનું અસલ વતન રાજકોટ સૌરાષ્ટ્ર છે બેન મણિબેન ધાર્મિક ક્રિયામાં પહેલેથી જ રુચિવાળા હતા, પરંતુ શ્રી વિનોદકુમાર ગર્ભમાં આવ્યા પછી વધારે દૃઢધર્મી અને પ્રિયધર્મી બન્યા હતા.

પૂર્વ ભવના સંસ્કારથી શ્રી વિનોદકુમારનુ લક્ષ ધાર્મિક અભ્યાસ અને ત્યાગ ભાવ તરફ વધારે હોવાં છતા તેઓશ્રીએ નોન-મેટ્રીક સુધી અભ્યાસ કરી વ્યવહારીક કેળવણી લીધેલી અને વ્યાપારની પેઢીમાં કુશળતા બતાવેલી.

તેઓશ્રીએ યુનાઇટેડ કિંગડમ, ફ્રાન્સ, બેલ્જીયમ. હોલેન્ડ, જર્મની, સ્વીઝર્લેન્ડ, તેમજ ઇટાલી, ઇજીપ્ત વગેરે દેશોમાં પ્રવાસ કરેલ સં ૨૦૦૯ના વૈશાખ માસ સને ૧૯૫૩ મા લંડનમાં રાણી એલીઝાબેથના રાજ્યારોહણ પ્રસંગે તેઓશ્રી લંડન ગયા હતા કાશ્મીરનો પ્રવાસ પણ તેમણે કરેલ, દેશ પરદેશ ફરવા છતાં પણ તેમણે કોઇ વખતે પણ કંદમૂળનો આહાર વાપરેલ નહીં.

ઉગતી આવતી યુવાનીમાં તેઓશ્રીએ દુનીઆના રમણીય સ્થળો જેવાં કે કાશ્મીર. ઇજીપ્ત અને યુરોપના સુંદર સ્થળોની

મુલાકાત લીધા હોવા છતાંએ તેઓને રમણીય સ્થળો કે રમણીય યુવતીઓનું આકર્ષણ થયુ નહીં. એ એના પૂર્વભવના ધાર્મિક સંસ્કારનો રંગ હતો, અને એ રંગે જ તેમને તે બધુ ન ગમ્યું અને તુરત વતન પાછા ફર્યા અને સાધુ સાધ્વીજીના દર્શન કરવાને ઠેકઠેકાણે ગયા અને તેમના ઉપદેશનો લાભ લીધો અને વૈરાગ્યમાં જ મન લાગ્યું. હુંડા ચોવીસીના પાંચમાં આરાનું વિચિત્ર વાતાવરણ જોઈ તેમને કંઈક ક્ષોભ થતો કે તુરત જ તેનો ખુલાસો મેળવી લેતા અને ત્યાગ ભાવમાં સ્થિર રહેતા. દેશ પરદેશમાં પણ સામાયિક, પ્રતિક્રમણ ચોવીહાર આદિ પચ્ચક્ખાણ તેઓ ચૂકયા નહીં. ઉંચી કોટની શયાનો ત્યાગ કરી તેઓ સુવા માટે માત્ર એક શેતરંજી, એક ઓસીકું અને ઓઢવા માટે એક ચાદર ફકત વાપરતાં અને પલંગ ઉપર નહીં પણ ભૂમિ પર જ શયન કરતાં અને પહેરવા માટે એક ખાદીનો લેંગો અને ઝભો વાપરતાં કોઈ વખતે કબજો પહેરતાં બહુ ઠંડી હોય તો વખતે સાદો ગરમ કોટ પહેરી લેતાં અને મુહપતિ, પાથરણુ, રજોહરણુ અને બે ચાર ધાર્મિક પુસ્તકની ઝોળી સાથે રાખતાં. સંડાસમા નહીં પણ જંગલમાં એકાંત જગ્યામાં ઘણે ભાગે શરીરની અશુચિ દૂર કરવાં જતાં હાલવા ચાલવા, સંડાસ અને પેશાબ સંબંધીમાં જીવદયાની બરાબર જતના કરતાં.

દેશમાં કે પરદેશમા જ્યારે તેમને કોઇની સાથે મળવાનુ થતું ત્યારે તેમની સાથે અહિંસામય જૈન ધર્મનું સ્વરૂપ પ્રગટ કર્યા વગર રહેતાં નહી.

દીક્ષાર્થીઓ ને જલ્દી દીક્ષા લેવાની પ્રેરણા કરતા અને એમજ કહેતાં કે જીંદગીનો કોઇ ભરોસો નથી "**અસંખયં જીવિય મા પમાયએ**" આયુષ્ય તુટતાં વાર લાગતી નથી જીવન તુટયું સંધાતું નથી માટે ધર્મ કરણીમાં સમયમાત્રનો પ્રમાદ ન કરવો જોઇએ.

ગોંડલ સંપ્રદાયના ઘણાખરા પૂ. મુનિવરો અને પૂ. મહાસતીજીઓનો તથા બોટાદ સમ્પ્રદાયના પૂ આચાર્યશ્રી માણેકચંદજી મહારાજ

અને દરિયાપુરી સંપ્રદાયના ભાયચંદજી મહારાજ, શ્રમણ સંઘના મુખ્ય આચાર્યશ્રીજી આત્મારામજી મહારાજ વગેરે અનેક સાધુ–સાધ્વીઓના ઉપદેશનો તેમણે લાભ લીધેલ મુંબઈમાં સાં. ૨૦૧૧ની સાલમા શ્રી ધર્મસિંહજી સંપ્રદાયના શ્રી લાલચંદજી મહારાજનો પરિચય થયો. લાલચંદજી મહારાજ પોતે, સંસારપક્ષના ત્રણ પુત્રો અને બે પુત્રીઓ એમ કુલ ૬ બલકે આખા કુટુંબે સંયમ અંગીકાર કરેલ તે જાણી તેમને અદ્ભૂત ત્યાગ ભાવના પ્રગટ થઇ કે જે કદી ક્ષય પામી નહીં.

આ પહેલાં તેઓ જ્યારે માતા–પિતાની સાથે પૂજ્ય આચાર્ય શ્રી માણેકચંદજી મહારાજના દર્શને બોટાદ ગયેલાં ત્યારે તેમના ઉપદેશની જે અસર થઇ તે પણ મુખ્ય અસર પહેલી હતી અને બીજી અસર તે પૂજ્ય લાલચંદજી મહારાજના સહકુટુંબની દીક્ષા એ હતી. આ બેઉ પ્રસંગોએ પૂર્વભવની બાકી રહેલી આરાધનાને પુરી કરવાના નિમિત્તરૂપ હોઈને વખતો વખત તેઓ માતા–પિતા પાસે દીક્ષાની આજ્ઞા માગતા હતા અને તેનો જવાબ તેમના પિતાશ્રી તરફથી એક જ હતો, જે હજુ વાર છે. સમય પાકવા દીઓ. જ્ઞાન, અભ્યાસ વધારો.

સાં. ૨૦૧૨ ના અષાડ શુદી ૧૫ થી શ્રી વિનોદકુમારે આચાર્યશ્રી પુરુષોત્તમજી મહારાજ સાહેબ પાસે વેરાવળ ચાતુર્માસ દરમ્યાન ખાસ નિયમીત રીતે દીક્ષાની તૈયારી કરવા માટે તેમની પાસે જ્ઞાનાભ્યાસ કર્યો તેની સાથે શ્રી પુરુષોત્તમજી મહારાજના સંસાર પક્ષના કુટુંબીક દીક્ષાના ભાવિક શ્રી જસરાજભાઈ પણ જ્ઞાનાભ્યાસ કરતા હતા. તેઓએ ત્યાં એવો નિર્ણય કરેલો કે શ્રી પુરુષોત્તમજી મહારાજ પાસે આપણે બન્નેએ દીક્ષા લેવી. પહેલા વિનોદકુમારે અને પછી શ્રી જસરાજભાઈએ દીક્ષા લેવી, શ્રી જસરાજભાઈની દીક્ષા તિથી પૂ. શ્રી પુરુષોત્તમજી મહારાજ સાહેબે સાં. ૨૦૧૩ ના જેઠ શુદ ૫ ને સોમવારે માંગરોલ મુકામે નક્કી કરી. શ્રી જસરાજભાઈ વિનોદકુમારને રાજકોટ મળ્યા. શ્રી વિનોદકુમારે શ્રી જસરાજભાઈની યથાયોગ્ય સેવા બજાવી માંગરોલ રવાના કર્યા અને

પોતે નિશ્ચયપૂર્વક દીક્ષા માટે આજ્ઞા માગી પણ તેઓના પિતાશ્રીની એકને એક વાણી સાભળીને તેમને મનમાં આઘાત થયો અને દીક્ષા લેવા માટેનો તેમણે બીજો રસ્તો શોધી કાઢયો.

પૂજ્ય શ્રી લાલચંદજી મહારાજ અને તેમના શિષ્યોનો પરિચય મુંબઈમાં થયેલ હતો અને ત્યારબાદ કોઈ કોઈ વખત પત્ર-વહેવાર પણ થતો હતો. છેલ્લા પત્રથી તેમને જાણેલ હતુ. જે પૂ શ્રી લાલચંદજી મહારાજ બીચન પૂ. આચાર્ય શ્રી સમર્થમલજી મહારાજ સાહેબ પાસે જ્ઞાનાભ્યાસ અર્થે ગયા છે. પોતાને પિતાશ્રીની આજ્ઞા દીક્ષા માટે મળે તેમ નથી અને દીક્ષા તો લેવી જ છે. આજ્ઞા વિના કોઈ સાધુ મુનિરાજ દીક્ષા આપશે નહિ અને સ્વયમેવ દીક્ષા સૌરાષ્ટ્રમાં લઈને આચાર્ય શ્રી પુરુષોત્તમજી મહારાજ પાસે જવામાં ઘણાં વિઘ્ન થાશે, એમ ધારીને તેઓએ દૂર રાજસ્થાનમાં ચાલ્યા જવાનું નક્કી કર્યું.

તા. ૨૪-૫-૫૭ સાં. ૨૦૧૩ ના વશાખ વદ ૧૦ ને શુક્રવારના રોજ સાંજના માતુશ્રી સાથે છેલ્લુ જમણ કર્યું ભોજન કરી, માતુશ્રી સામાયિકમા બેસી ગયા. તે વખતે કોઈને જાણ કર્યા વગર દીક્ષાના વિઘ્નોમાંથી બચવા માટે ઘર, કુટુંબ, સૌરાષ્ટ્ર ભૂમિ અને ગોંડલ સંપ્રદાયનો ત્યાગ કરી તેઓ બીચન તરફ રવાના થયા

શ્રી વિનોદમુનિના નિવેદન પરથી માલુમ પડયુ કે તા. ૨૪-૫-૫૭ ના રોજ રાત્રે આઠ વાગ્યે ઘેરથી નીકળી, રાજકોટ જંકશને જોધપુરની ટીકીટ લીધી. તા. ૨૫-૫-૫૭ ના સવારે ૮ વાગ્યે મહેસાણા પહોંચ્યા ત્યાં અઢી કલાક ગાડી પડી રહે છે, તે દરમ્યાન ગામમાં જઈને લોચ કરવા માટેના વાળ રાખીને બાકીના કઢાવી નાંખ્યા અને ગાડીમાં બેસી ગયા, મારવાડ જંકશન તથા જોધપુર જંકશન થઈને તા. ૨૬-૫-૫૭ ની વહેલી સવારે ૪ાા વાગ્યે ફ્લોદી પહોચ્યા ત્યાથી પગે ચાલીને બીચન ઉપાશ્રયમાં પહોંચ્યા અને ઉપાશ્રયમાં બિરાજતા મુનિવરોના દર્શન કર્યા વંદણા નમસ્કાર કરી સુખશાતા પૂછી બહાર

નીકળ્યા અને પોતાના સામાયિકના કપડાં પહેર્યાં અને પછી પૂજ્ય શ્રી સંતોની સન્મુખ સામાયિક કરવા બેઠા તેમાં "જાવ નિયમ પજ્જુવાસામિ દુવિહં તિવિહેણં"ના બદલે "જાવ જીવ પજ્જુવાસામિ તિવિહં તિવિહેણં" બોલ્યા તે શ્રી લાલચંદજી મહારાજે સાંભળ્યું અને તેઓશ્રીએ પૂછ્યુ કે "વિનોદકુમાર! તમે આ શું કરો છો, તેનો જવાબ આપવાને બદલે "અપ્પાણં વોસિરામિ" બોલી પાઠ પૂરો કર્યો અને પછી વિનયપૂર્વક બે હાથ જોડીને બોલ્યાં કે "સાહેબ! એતો બની ચૂક્યું અને મેં સ્વયંમેવ દીક્ષા લઈ લીધી, બરાબર જ છે અને તેમાં કાંઈ ફેરફાર થઈ શકે તેમ નથી આ સિવાય આપશ્રીની બીજી કોઈ પણ પ્રકારની આજ્ઞા હોય તો ફરમાવો."

તે જ દિવસે બપોરના મુનિશ્રી સમર્થમલજી મહારાજ સાહેબે શ્રી વિનોદકુમાર મુનિને પોતાની પાસે બોલાવ્યા અને સમજાવ્યા કે "તમે એક સારા ખાનદાન કુટુંબના વ્યકિત છો. તમારી આ દીક્ષા અંગીકાર કરવાની રીત બરાબર નથી, કારણ કે તમારા માતા-પિતાને આ હકીકતથી દુઃખ થાય અને તેથી મારી સંમતિ છે કે રજોહરણની ડાંડી ઉપરથી કપડું કાઢી નાંખો જેથી તમો શ્રાવક ગણાવ અને જરૂર પડે તો શ્રાવકોનો સાથ લઇ શકો, એમ ત્રણવાર પૂ. મહારાજશ્રીએ સમજાવેલા પરંતુ તેમણે ત્રણેય વખત એકજ ઉત્તર આપેલો કે "જે થયું તે થયું હવે મારે આગળ શું કરવું તે ફરમાવો."

શ્રી વિનોદમુનિના શ્રી સમર્થમલજી જેવા મહામુનિના પ્રશ્નના જવાબ પછી બીચનનો ચતુર્વિધ સંઘ વિચારમાં પડી ગયો અને મુનિશ્રીઓ પર સંસારીઓનો કોઈપણ પ્રકારનો નિષ્કારણ હુમલો ન આવે તે માટે શ્રી વિનોદમુનિને જણાવવામાં આવ્યું કે "અમારી સલામતી માટે તમારે જાહેર નિવેદન બહાર પાડવાની જરૂર છે" ત્યારે શ્રી વિનોદમુનિએ પોતાના હસ્તાક્ષરે નિવેદન શ્રી સંઘ સમક્ષ પ્રગટ કર્યું, તેનો સાર નીચે મુજબ છે:–

મારા માતા-પિતા મોહને વશ થઈને દીક્ષાની આજ્ઞા આપે

તેમ ન હતુ અને "અસંખયં જીવિય મા પમાયએ" ને આધારે એક ક્ષણ પણ દીક્ષાથી વંચિત રહી શકું તેમ નથી, એમ મને લાગ્યું. શ્રી લાલચંદજી મહારાજ સાહેબ–વગેરેએ મને મારી દીક્ષા માટે વિચારી પછી કરવાનું કહેલ પરંતુ મને સમય માત્રનો પ્રમાદ કરવો ઠીક ન લાગ્યો, તેથી શ્રી અરહિંત ભગવંતો તથા શ્રી સિદ્ધ ભગવંતોની સાક્ષીએ મારા ગુરુ મહારાજ સમક્ષ પ્રવજ્યાનો પાઠ ભણીને, મારા આત્માના કલ્યાણ માટે દીક્ષા અંગીકાર કરી છે. સમાજને ખોટો ખ્યાલ ન આવે કે મારી દીક્ષા ક્ષણિક જુસ્સાથી અગર ગેરસમજથી થઇ છે, તેથી તથા સમાજમાં જૈન શાસનની પ્રભાવના થાય તે હેતુથી મારે મારો વૃતાંત પ્રગટ કરવો ઉચિત છે

ઉત્તરાધ્યયનજી સૂત્રના ૧૯ મા અધ્યયન પરથી મને લાગ્યું કે મનુષ્ય જીવનનું ખરૂં કર્ત્તવ્ય મોક્ષફળ આપનારી દીક્ષા જ છે.

છેવટ સુધી મેં મારા બાપુજી પાસે દીક્ષા માટે આજ્ઞા માગી અને તે વખતે પણ પહેલાંની જેમ વાત ઉડાવી દીધી અને અનંત ઉપકારી એવા મારા બાપુજી સમક્ષ હું તેમને કડક ભાષામાં પણ કહી શકતો ન હતો અને બીજી બાજુથી મને થયું કે આયુષ્ય અશાશ્વત છે અને આવા ઉત્તમ કાર્ય માટે મારે જરાપણ પ્રમાદ કરવો ઉચિત નથી, તેથી મેં વિચારીને આ પગલું ભર્યું છે અને મને પૂર્ણ વિશ્વાસ છે કે, શ્રી વીરપ્રભુ મહાવીર સ્વામીનો સકળ સંઘ મારા આ કાર્યને અનુમોદશે જ "તથાસ્તુ"

રાજકોટમાં શ્રી વિનોદકુમારના ગયા પછી પાછળથી ખબર પડી કે વિનોદકુમાર કેમ દેખાતા નથી એટલે તપાસ થવા માંડી ગામમા ક્યાંય પતો ન લાગ્યો. એટલે બહારગામ તારો કર્યા, ક્યાંયથી પણ સંતોષકારક સમાચાર સાંપડ્યા નહીં. અર્થાત્ પત્તો મળ્યો જ નહીં. આમ વિમાસણના પરિણામે પિતાશ્રીને બે મહિના પહેલાંની એક વાતની યાદી આવી. તે એ હતી કે તે વખતે શ્રી વિનોદકુમારે આજ્ઞા માંગેલી કે "બાપુજી! આપની આજ્ઞા હોય તો આ ચાતુર્માસ ખીચન (રાજસ્થાન)

જાઉં કારણ કે બીચનમાં પૂ. ગુરુમહારાજ શ્રી સમર્થમલજી મુનિ કે જેઓ સિદ્ધાંત વિશારદ છે અને અનેકાંતવાદના પૂરા જાણકાર છે, તેઓ ત્યાં બિરાજમાન છે કે જેઓશ્રી પાસે શાસ્ત્રાભ્યાસ કરવા માટે પૂ. શ્રી લાલચંદજી મહારાજ આદિ ઠાણા ૪ જવાના છે. તો મારી ઇચ્છા પણ ત્યાં તેમની પાસે જવાની છે.

આ વાતચીતનું સ્મરણ પિતાશ્રીને આવવા સાથે તેઓએ પં. પૂર્ણચંદ્રજી ડકને પોતાની પાસે બોલાવ્યા અને વિનોદકુમાર માટેની પોતાની ચિંતા વ્યકત કરી. પંડિતજીનું પણ આ વાતને સમર્થન મળ્યું તેઓશ્રીએ જણાવ્યુ કે "થોડા સમય પૂર્વે શ્રી વિનોદકુમારે મારી પાસે જાણવા માગ્યું હતું કે, બીચનમાં કેવા પ્રકારની સગવડ છે?" આમ મારી સાથે પણ વાર્તાલાપ થયો હતો. બન્નેનો આ પ્રમાણે એકમત થતાં પિતાશ્રીએ બીચન તાર કરવા સૂચના કરી તા. ૨૬–૫–૫૭ ના રોજ પૃથ્વીરાજજી માલુ બીચન (રાજસ્થાન) ઉપર તાર કર્યો.

તા. ૨૮–૫–૫૭ ના રોજ જવાબ આવ્યો કે શ્રી વિનોદભાઇએ બીચનમાં સ્વયંમેવ દીક્ષા ગ્રહણ કરી છે. એટલે તેમના પિતાશ્રીએ રાવબહાદુર શ્રી એમ પી. સાહેબ, શ્રી કેશવલાલભાઈ પારેખ અને પંડિતજી પૂર્ણચંદ્રજી ડક એમ ત્રણેયને શ્રી વિનોદકુમારને પાછા તેડી લાવવા માટે બીચન મોકલ્યા. તા. ૨૮–૫–૫૭ ના રોજ રવાના થઇ તા. ૩૦–૫–૫૭ ના રોજ સવારે ફલોદી સ્ટેશને પહોંચ્યા. બેળગાડીમાં તેઓ બીચન ગયાં કે જ્યાં સ્થિવર મુનિશ્રી શીરેમલજી મહારાજ તથા પૂજ્ય પંડિત રત્ન શાસ્ત્ર વિશારદ શ્રી સમર્થમલજી મહારાજ આદિ ઠાણા ૮ તથા પૂજ્ય તપસ્વીજી મહારાજ શ્રી લાલચંદજી મહારાજ આદિ ઠાણા ૪ બિરાજતા હતા. કુલ સાધુ સાધ્વીની સંખ્યા અઠ્ઠાવીસથી ત્રીસની હતી.

પૂછપરછના જવાબમાં શ્રી વિનોદમુનિએ કેશવલાલભાઇ પારેખને કહ્યું કે "મેં તો દીક્ષા અંગીકાર કરી લીધી છે, તેમાં કાંઇ ફેરફાર થાય તેમ નથી તમો અમારા વીરાણી કુટુંબના હિતેષી છો

અને જો સાચા હિતૈષી હો તો મારા પૂ. બા અને બાપુજીને સમજાવીને મારી હવે પછીની મોટી દીક્ષાની આજ્ઞા અઠવાડીઆની અંદર અપાવી દો એટલું જ નહીં પણ "સવિ જીવ કરૂં શાસન રસી"ની ભાવનામાં અને આજ દિવસ સુધીના મારી ઉપરના ઉપકારના બદલામા આગમને અનુલક્ષીને મારી ભાવના એ હોય જ અને છે કે, મારી દીક્ષા તેઓની દીક્ષાનું નિમિત્ત બને અને મારા માતા–પિતા સદ્ગતિને સાધે. અર્થાત્ મારી સાથે દીક્ષા લીએ.

આવા દૃઢ જવાબના પરિમાણે તે જ સમયે શ્રી વિનોદકુમારને પાછા લઇ જવાની ભાવનાને નિષ્ફળતા સાંપડી અને તા. ૩૧–૫–૫૭ની રાત્રિના રવાના થઇ તા. ૨–૬–૫૭ ના સવારે મહા પરીષહરૂપ ક્ષેત્રનો અનુભવ કરી અને શ્રી વિનોદકુમારના પિતાશ્રીને તમામ વાતથી વાકેફ કર્યા.

થોડાં વખતમાં ફલોદીના શ્રી સંઘે પૂ. શ્રી લાલચંદજી મહારાજને ફલોદીમાં ચોમાસુ કરવાની વિનંતી કરી તેનો અસ્વીકાર થવાથી સંઘ ગમગીન બન્યો એટલે નિર્ણય ફેરવ્યો અને અષાડ શુદ ૧૩ ના રોજ બીચનથી વિહાર કરી ફલોદી આવ્યા.

દીક્ષા પછી અઢી મહિનાને આંતરે ફલોદી ચોમાસા દરમ્યાન શ્રી વિનોદમુનિને હાજતે જવાની સંજ્ઞા થઇ અને તે માટે જવા તૈયાર થયા એટલે તેમના ગુરુએ કહ્યું કે બહુ ગરમી છે, જરાવાર થોભી જાવ એટલે શ્રી વિનોદમુનિએ રજોહરણ વગેરેની પ્રતિલેખના કરી તે દરમ્યાન ન રોકી શકાય એવી હાજત લાગી તેથી ફરી આજ્ઞા માગતા જણાવ્યું કે મને હાજત બહુ લાગી છે તેથી જાઉં છું, જલ્દી પાછો ફરીશ. કાળની ગહન ગતિને દુઃખદ રચના રચવી હતી. આજે જ હાજતે એકલા જવાનો બનાવ હતો હમેશાં તો બધા સાધુઓ સાથે મળીને દિશાએ જતા.

હાજતથી મોકળા થઇ પાછા ફરતા હતાં ત્યાં રેલ્વે લાઇન ઉપર બે ગાયો આવી ચઢી હતી. બીજી બાજુથી ટ્રેઇન પણ આવી રહી હતી

સ્વ. ધર્માનુરાગી પૂજ્ય



માતુશ્રી શ્રી કડવીબાઇ વીરાણી

તેની વ્હીસલ વાગતાં છતાં પણ ગાયો ખસતી ન હતી શ્રી વિનોદમુનિનું હૃદય થરથરી ઉઠયું અને મહા અનુકંપાએ મુનિના હૃદયમાં સ્થાન લીધું. હાથમાં રજોહરણ લઇ જાનના જોખમની પરવા કર્યા વગર ગાયોને બચાવવા ગયા ગાયોને તો બચાવી જ લીધી. પરંતુ આ ક્રિયામાં છકાય જીવની દયાના સાધનભૂત રજોહરણ કે જે વિનોદમુનિને આત્માથી વધારે પ્યારો હતો, તે રેલ્વે લાઇન ઉપર પડી ગયો અને શ્રી વિનોદમુનિએ તે પાછો સંપાદન કરવામાં જડવાદને સિદ્ધ કરતાં રાક્ષસી એન્જીનને ઝપાટે આવ્યા અને પોતાનું બલિદાન આપ્યું. **અરિહંત....અરિહંત....**એવા શબ્દો મુખથી નીકળ્યાં અન શરીર તુટી પડયું. રક્ત પ્રવાહ છુટી પડયો અને થોડા જ વખતમાં પ્રાણાંત થઇ ગયો. બધા લોકો કહેવા લાગ્યાં કે ગૌરક્ષામાં મુનિશ્રીએ પ્રાણ આપ્યાં. અંતિમ સમયે મુનિશ્રીના ચહેરાપર ભવ્ય શાન્તિ જ દેખાતી હતી.

હમેશાં તેઓ જે તરફ હાજતે જતા હતા તે તરફ ફલોદીથી પોકરણ તરફ જવાની રેલ્વે લાઇન હતી. આ લાઇન ઉપર રેલ્વે સત્તાવાળાઓએ ફાટક મૂકેલ નથી અને ત્યાં રસ્તો પણ છે એટલે પશુઓની અવરજવર હોય જ છે અને વખતો વખત ત્યાં ઢોરો રેલ્વેની હડફેટે ચડી જવાના પ્રસંગ બને છે.

ફલોદી સંઘે આ દુર્ઘટનાના ખબર રાજકોટ, ટેલીફોનથી આપ્યા. જે વખતે ટેલીફોન આવ્યો, તે વખતે પિતાશ્રી બહાર ગયા હતા અને માતુશ્રી મણિબેન સામાયિક પ્રતિક્રમણમાં બેઠાં હતા. માત્ર એક નોકર ઘરમાં હતો કે જેણે ટેલીફોન ઉઠાવ્યો પણ તે કાંઇ ટેલીફોનમાં હકીકત સમજી શકયો નહીં અને સાચા સમાચાર મોડા મળ્યાં. સ્પેશ્યલ પ્લેઇનથી ફલોદી પહોંચે તે પહેલાં અગ્નિસંસ્કાર થઇ ગયો. સૂચનાનો ટેલીફોન અર્ધો કલાક મોડો પહોંચ્યો. જો સંદેશો સમયસર પહોંચ્યો હોત તો માતા-પિતાને શ્રી વિનોદમુનિના શબરૂપે પણ ચહેરો જોવાનો અને અંતિમ દર્શનનો પ્રસંગ મળત, પરંતુ અંતરાય કર્મે તેમ બન્યું નહીં.

હરિહરે કહ્યું.–આ જગત ઇશ્વરે બનાવેલું છે. મને, તમને અને બીજાં બધાં માણસોને પણ ઇશ્વરેજ બનાવેલાં છે. આપણાં સુખ માટે તે એક ગોટલીમાંથી હજારો કેરી થાય એવો મોટો આંબો બનાવી દે છે; આપણાં સુખ માટે તેણે ચાંદો–સૂરજ બનાવેલા છે; આપણાં સુખ માટે તે ગાયોમાં દૂધ ભરી રાખે છે; આપણાં સુખ માટે તેણે આપણને અક્કલ આપી છે; આપણાં સુખ માટે તેણે આ ધરતીમાં પાણી ભરી મૂક્યું છે; આપણાં સુખ માટે તે બાજરાના દાણામાંથી હજારો દાણા થાય એવું મોટું ડુંડું બનાવી આપે છે; આપણાં સુખ માટે તેણે સોનું, રૂપું, લોઢું અને કોલસા વગેરે બનાવેલું છે; આપણાં સુખ માટે તેણે આપણાં માબાપના મનમાં હેત આપેલું છે; આપણાં સુખ માટે તેણે હજારો જાતનાં ફળ–ફૂલો બનાવેલાં છે અને તેજ આપણને જીવતા રાખે છે; માટે આપણે તેની ભક્તિ કરવી જોઇએ.

મહેતાજીએ કહ્યું:—શાબાશ, તમે બહુ સારી રીતે સમજેલા છો. આજે આટલી વાતો યાદ રાખજો, એ બાબતની નવી હકીકતો હું તમને આવતી કાલે કહીશ.

## પાઠ ૬ ઠ્ઠો—ભક્તિ વિષે

એ પછી બીજે દિવસે ધર્મનું જ્ઞાન આપવાનો વખત થતાં મહેતાજીએ છોકરાઓને કહ્યું:–આપણે કેવી રીતે ઇશ્વરની ભક્તિ કરવી જોઇએ ? આપણે શું કરીએ તો ઈશ્વર રાજી થાય ?

પહેલો નંબર:—આપણો ધર્મ પાળવાથી ઇશ્વર રાજી થાય.

એ પછી મહેતાજીએ બીજા નંબરવાળા છોકરા સામે જોવાથી તેણે કહ્યું:—માબાપનું કહ્યું માનવાથી રાજી થાય.

ત્રીજાએ કહ્યું:–ભગવાનના હુકમો પાળવાથી તે રાજી થાય છે.

ચોથાએ કહ્યું:–એના ઉપર વિશ્વાસ રાખવાથી રાજી થાય છે.

પાંચમાએ કહ્યું:–ઈશ્વરનું નામ વારંવાર યાદ કરીએ અને તેનો ઉપકાર માન્યા કરીએ તો ઇશ્વર રાજી થાય છે.

છઠ્ઠાએ કહ્યું:–તે જેમ રાખે તેમ રહેવાથી રાજી થાય છે.

સાતમાએ કહ્યું:—ઇશ્વર ઉપર પ્રેમ રાખવાથી તે રાજી થાય છે.

આઠમાએ કહ્યું:–ઇશ્વરથી ડરીને ચાલવાથી તે રાજી થાય છે.

નવમાએ કહ્યું:–ખૂબ ભણવાથી ઇશ્વર રાજી થાય છે.

દશમાએ કહ્યું:–ગરીબો પર દયા રાખવાથી તે રાજી થાય છે.

અગીઆરમાએ કહ્યું:–લોભ ન રાખીએ તો રાજી થાય છે.

બારમાએ કહ્યું:–ક્રોધ ન કરીએ તો ઇશ્વર રાજી થાય છે.

તેરમાએ કહ્યું:–અભિમાન ન કરીએ તો ઇશ્વર રાજી થાય છે.

ચૌદમાએ કહ્યું:–કોઇને પણ દુ:ખ ન દેવાથી રાજી થાય છે.

પંદરમાએ કહ્યું:–નીતિથી ચાલવાથી ઈશ્વર રાજી થાય છે.

સોળમાએ કહ્યું:–પાપ ન કરીએ તો ઈશ્વર રાજી થાય છે.

સત્તરમાએ કહ્યું:–ખોટું બોલીએ નહિ, ચોરી કરીએ નહિ, મારામારી કરીએ નહિ, કોઈને ગાળો દઇએ નહિ, કોઇની નિંદા કરીએ નહિ, કોઇની અદેખાઇ કરીએ નહિ અને કોઇને દુ:ખ દઇએ નહિ તો ઇશ્વર રાજી થાય છે.

અઢારમાએ કહ્યું:–સૌના વાંક માફ કરીએ અને કોઇ ઉપર વેર ન રાખીએ તો ઇશ્વર રાજી થાય છે.

ઓગણીસમાએ કહ્યું:–લોકોનુ ભલું કરવાથી રાજી થાય છે.

વીસમા નંબરવાળાએ કહ્યું:–ઇશ્વરની પ્રાર્થના કરવાથી તે રાજી થાય છે; માટે દરરોજ સવારમાં ઉઠતી વખતે, સેવા–પૂજા

વખતે, જમતી વખતે, તેમજ રાત્રે સૂતી વખતે તેનું નામ યાદ કરીને તથા તેનો ઉપકાર માનીને તેની પ્રાર્થના કરવી જોઇએ.

એ સાંભળીને તે છોકરાઓને મહેતાજીએ કહ્યું કે, તમારી સૌની વાતો સાચી છે; પણ તમે બધા હજી ઇશ્વર વિષેની માત્ર એકેક, બબ્બે વાતોજ જાણો છો. ધીરે ધીરે આ બધીજ બાબતો તમારે જાણવી જોઈએ. હવે રજાનો વખત થઇ ગયો છે, માટે આવો આપણે પાંચ મિનિટ ઇશ્વરની પ્રાર્થના કરી લઇએ. તમે તે ધ્યાન રાખીને સાંભળજો અને જ્યારે તમારા મનમાં ઇશ્વર વિષેના ઉભરાઓ આવે, ત્યારે પણ એવી એવી પ્રાર્થનાઓ કરતા રહેજો. એમ કહી હાથ જોડી માથું નમાવીને મહેતાજી બોલવા લાગ્યા:–

"હે ઇશ્વર ! તુંજ એક સત્ય છે. અમને બનાવવાવાળો તું છે; અમારૂં પાલન–પોષણ કરવાવાળો તું છે; અમને બુદ્ધિ આપવાવાળો તું છે; અમને તારવાવાળો તું છે અને અમારો સાચો સગો પણ તુંજ છે. હે પ્રભુ ! તારી શક્તિ બેહદ છે; તારૂં ડહાપણ અપાર છે અને તારી ગતિનો પાર કોઇ પણ પામી શકે એમ નથી."

"હે પ્રભુ ! તમે ઘરડા થાઓ નહિ એવા છો; તમારો જન્મ થાય નહિ એવા છો; તમે નાશ પામો નહિ એવા છો; તમે સદાય અમર રહેવાવાળા છો; તમે દેવતાઓને પણ બનાવનારા છો; જ્યારે કાંઇ પણ નહોતું ત્યારે પણ તમે હતા તથા કાંઇ પણ નહિ રહે ત્યારે પણ તમે રહેશો."

"હે પ્રભુ ! વગર આંખે પણ તમે આખા જગતને દેખી શકો છો; વગર કાને પણ તમે આખા જગતની બધી વાતો સાંભળી શકો છો; અમારા જેવા હાથવિના પણ તમે બધાને

પકડી શકો છો અને અમારા પગ જેવા પગ વિના પણ તમે પૃથ્વીમાં, પાતાળમાં અને આકાશમાં પણ જઇ શકો એવા છો. તમે મોટામાં મોટા પણ છો અને નાનામાં નાના પણ છો. તમે દૂરથી પણ દૂર છો અને પાસેથી પણ પાસે છો. "

"હે પ્રભુ ! તમે અમારી આગળ પણ છો અને પાછળ પણ છો; તમે અમારી અંદર પણ છો અને બહાર પણ છો; અમારી ઉપર્ પણ છો અને નીચે પણ છો; તમે સર્વ ઠેકાણે રહેલા છો. હે પ્રભુ ! એવી કોઇ પણ જગ્યા નથી કે જ્યાં તમે ન હો."

"ડુંગરની ટોચ ઉપર પણ તમે રહેલા છો અને સમુદ્રના તળિયામાં પણ તમે રહેલા છો. ઉજ્જડ જંગલમાં પણ તમે રહેલા છો, અંધારી ગુફામાં પણ તમે રહેલા છો અને અમારા અંતરમાં પણ તમે રહેલા છો. "

"હે ઇશ્વર ! તમારા હુકમથીજ સૂરજ અજવાળું આપે છે; તમારા હુકમથીજ વરસાદ વરસે છે; તમારા હુકમથીજ પવન ચાલે છે; તમારા હુકમથીજ સમુદ્રમાં ભરતી–ઓટ થાય છે અને તમારા હુકમથીજ શિયાળો, ઉનાળો અને ચોમાસું આવે છે અને જાય છે. "

"હે પ્રભુ ! અગ્નિમાં જે ગરમી છે તે તમે મૂકેલી છે; પાણીમાં જે ઠંડક છે તે તમે આપેલી છે, સૂરજમાં જે તેજ છે તે તમે આપેલું છે; ચાંદામાં જે શાંતિ છે તે તમે આપેલી છે; વિજળીમાં જે ઝડપ છે તે તમે આપેલી છે; પવનમાં જે બળ છે તે તમે આપેલું છે; ફૂલમાં જે સુગંધ છે તે તમે આપેલી છે અને ફળોમાં જે મિઠાશ છે તે પણ તમેજ આપેલી છે. "

"હે ઇશ્વર ! જે બળવાળાઓને બળ અને ડહાપણવાળાને

ડહાપણુ તમે આપેલું છે; ધનવાળાને ધન, રૂપવાળાને રૂપ, ગુણવાળાને ગુણ અને જ્ઞાનવાળાને જ્ઞાન પણ તમેજ આપેલું છે.”

“હે પ્રભુ ! તમે અમને સાંભળવા સારૂ કાન આપ્યા છે; જોવા સારૂ આંખો ને બોલવા સારૂ જીભ આપી છે અને વિચાર કરવા સારૂ બુદ્ધિ આપી છે; એ કાંઇ તમારો થોડો ઉપકાર નથી.”

“હે પ્રભુ ! તમારો સૂરજ અમને અજવાળું આપે છે, તમારી નદીઓ પાણી આપે છે અને જમીન ખાવા સારૂ અનાજ આપે છે. એ બધો તમારો મોટો ઉપકાર છે. ”

“હે પ્રભુ ! કોઈ માણસ કદાચ આકાશના તારા ગણી શકે; માથાના વાળ ગણી શકે; રેતીના કણુ ગણી શકે, સમુદ્રનાં મોજાં ગણી શકે અને કદાચ કોઇ વરસાદનાં ટીપાં પણ ગણી શકે; પણ હે ઇશ્વર ! આપના ગુણ અને આપના ઉપકાર એ તો કોઇથી કદી પણ ગણી શકાય તેમ નથી. ”

એમ કહીને મહેતાજીએ છેવટે પણ હાથ જોડીને માથું નમાવ્યું; એટલે સૌ છોકરાઓએ પણ તે પ્રમાણે કર્યું. એ પછી ૐ શાંતિઃ શાંતિ શાંતિઃ એમ કહીને સૌ છૂટા પડયા.

# પાઠ ૭ મો—છોકરાંઓનાં સારાં કામો

એ પછી બીજે દિવસે નિશાળમાંથી રજા મળ્યા પછી મણિભાઇની સાથે ઘણા છોકરાઓ ડાહ્યાભાઇને ત્યાં આવ્યા અને પૂછવા લાગ્યા કે આજના પાઠમાં નવું શું છે ?

ડાહ્યાભાઇએ કહ્યું—આજનો પાઠ તો બહુ સરસ છે; કારણ કે નાનાં છોકરાંઓ સારાં કામો કેમ કરી શકે એ તેમાં સમજાવેલું છે.

એ સાંભળીને ત્યાં બેઠેલા ડાહ્યાભાઈનાં દાદી હસી પડયાં અને બોલી ઉઠયાં કે, છોકરાંને તો મસ્તી કરતાં આવડે, એમને તે સારાં કામો કરતાં કયાંથી આવડે ? એ બિચારાં તે એવડી નાની ઉંમરમાં સારાં કામમાં શું સમજે ? અમે આવાં ઘરડાં થયાં તોપણ હજી અમને સારાં કામો કરતાં આવડતાં નથી, ત્યારે આજકાલના ટીણકુજી તે સારાં કામો શું કરી શકે ?

એ સાંભળીને ડાહ્યાભાઈએ કહ્યું:–છોકરાંઓ તો ઘણાંએ સારાં કામો કરી શકે. જો એ જાણવું હોય તો આ પાઠ સાંભળો.

ત્યારે તેની દાદીએ કહ્યું:–વાંચ ભાઈ! વાંચ.

તેથી ત્યાં પોતાના ફળીઆમાં એક ઓટલા ઉપર બેસીને ડાહ્યાભાઈ તે પાઠ વાંચવા લાગ્યા.

આપણા દેશમાં વીસ–પચીસ વરસ પહેલાં **સ્વામી વિવેકાનંદ** કરીને એક મોટા મહાત્મા થઇ ગયા. તેમના સદ્‌ગુણો, તેમનું જ્ઞાન અને તેમની પરોપકારી વૃત્તિ જોઇને યૂરોપ તથા અમેરિકાનાં પણ અનેક સ્ત્રી–પુરુષો તેમનાં શિષ્ય બનીને હિંદુ ધર્મ પાળતાં હતાં. એઓમાંનાં એક બાઇએ તો પોતાનું નામ સુદ્ધાં હિંદુનું "નિવેદિતા બહેન" એવું રાખ્યું હતું. બંગાળામાં એ બહેને ગરીબ લોકોની બહુ સેવા બજાવી છે. તેઓ ગરીબ લોકો રહેતા હોય તે ફળીઆમાં જતાં અને હાથે વગાડવાનું મોટું વાજું વગાડતાં; તેથી એ વાજું સાંભળવા સારૂ ત્યાં ઘણાં છોકરાંઓ ભેળાં થઈ જતાં. પછી તે બાઈ તેમને કહેતાં કે:–

ઓ મારાં વહાલાં છોકરાંઓ ! અહીં આવો, હું તમને ખાવાનું આપું અને મઝેની વાતો કહું. જે છોકરાંઓ અર્ધો કલાક મારી વાતો સાંભળશે,તે બધાંને એક એક સક્કરજન આપીશ;

અને જે એ વાતો યાદ રાખીને ફરીથી મને કહી બતાવશે, તેને આ "સોનેરી શિખામણ"ની ચોપડી ભેટ આપીશ. આમ હોવાથી ઘણાં છોકરાંઓ એ ભલી બાઇની વાતો સાંભળવા સારૂ ત્યાં ઉભાં રહેતાં. તેઓની આગળ એ બાઇ કહેતી કેઃ-

આપણે ભલા થઇએ તો ભગવાન રાજી થાય છે, આપણે ભલા થઈએ તો આપણને જે જોઇએ તે મળે છે; આપણે ભલા થઇએ તો આપણાં માબાપ ખુશી થાય છે, આપણે ભલા થઈએ તો આપણા માસ્તર આપણી ઉપર મહેરબાની રાખે છે; આપણે ભલા થઇએ તો આપણી ઉપર આપણા મિત્રો બહુ હેત રાખે છે; આપણે ભલા થઇએ તો આપણી આબરૂ વધે છે; અને આપણે ભલા થઇએ તો આપણને બહુ સુખ થાય છે; માટે આપણે ભલા થવું જોઇએ. વળી ભલા થવા સારૂ આપણે ભલા વિચારો અને રૂડી વાતો કરવા ઉપરાંત સારાં કામો પણ કરવાં જોઇએ. તમે હમણાં નાનાં છો તો તમારે હમણાં નાનાં નાનાં પણ ભલાઇનાં કામો કરવાં જોઇએ; કારણ કે જો હમણાં તમને નાનાં નાનાં ભલાં કામો કરતાં આવડશે, તો પછી જ્યારે તમે મોટાં થશો, ત્યારે ભલાઇનાં મોટાં મોટાં કામો પણ કરતાં આવડશે.

કોઇ છોકરાની સીસાપેન ખોવાઈ ગઈ હોય અને તમારી પાસે વધારે હોય, અથવા એ વખતે તમારી સીસાપેનની તમને જરૂર ન હોય તો તમારી પેન તમારે તેને વાપરવા આપવી જોઈએ. કોઇ છોકરાનો શાહીનો ખડીઓ ઢોળાઇ ગયો હોય અથવા કોઇ કારણસર કોઈ છોકરો પોતાનો શાહીનો ખડીઓ નિશાળમાં ન લાવી શકયો હોય, તો તમારા ખડીઆમાંથી તેને લખવા દેવું જોઈએ. કાંઇ કામકાજને લીધે તમારા ધોરણવાળો કોઇ છોકરો

નિશાળે ન આવી શકયો હોય, તેથી જો તમને પૂછે કે શું લેસન ચાલ્યું અથવા શું લેસન ચાલવાનું છે, તો એ બાબતમાં તમે જે જાણુતા હો તે તમારે કહેવું જોઇએ. તમારી પાસે પીવાનું પાણી હોય અને કોઈ છોકરાને તરસ લાગી હોય, તો તમારે તેને પાણી આપવું જોઇએ. કોઇ છોકરૂ ભૂલું પડયું હોય અને તમે તેનું ઘર કે ફળિયું જાણુતા હો, તો તે બતાવવાની ભલાઇ તમારે કરવી જોઇએ. તમારી પાડોશમાં કોઈ આંધળું, લૂલું, માંદું કે દુઃખી માણુસ હોય અને તે જો તમારાથી બની શકે એવું કાંઇ સહેલું કામકાજ કોઇ વખત તમોને બતાવે, તો તમારે તે કરી આપવું જોઇએ. કોઇ ભૂખે મરતું કૂતરૂં તમારા જોવામાં આવે તો તમારી માને કહીને તેને રોટલાનો કટકો નાખવો જોઇએ. કોઈ ગરીબ છોકરા પાસે ચોપડી ન હોય અને તે ચોપડી તમારી પાસે આગલા ધોરણુમાં ચાલી જવાથી નકામી પડી રહી હોય, તો તે તેને વાપરવા આપવી જોઇએ.

બોલો, મારાં વહાલાં છોકરાંઓ ! આવાં સહેલાં સહેલાં ભલાં કામો તમારાથી બની શકે કે નહિ ?

એ સાંભળી તેમાંથી ઘણાં છોકરાંઓ બોલી ઉઠયાં કે, હા માજી ! અમારાથી એવાં ભલાં કામો બની શકે એમ છે.

એ પછી બીજાઓનું ભલું કરનારી તે દયાળુ બાઇએ કહ્યું:– આવતા રવિવારે આજ વખતે પાછી હું આવીશ. એ વખતે જે છોકરાંઓ આ વાતો પાછી મને કહી બતાવશે તેને આ 'સોનેરી શિખામણુ'નું પુસ્તક ઇનામ તરીકે આપીશ; અને જે છોકરાંઓ એક અઠવાડીઆમાં પોતે કરેલાં ભલાં કામો કહી બતાવશે, તેઓને એક એક રૂમાલ ભેટ આપીશ. જે છોકરાંએ તેમાં સૌથી વધારે

સારાં કામો કરેલાં હશે, તેને મજેની ટોપીનું ઇનામ આપીશ અને જેને કાંઇ પણ ઇનામ નહિ મળે, તેને પણ એક એક નારંગી આપીશ. માટે આવતા રવિવારે સૌ છોકરાંઓ જરૂર અહીં આવજો. હવે હારમાં બેસી જાઓ અને આ એક એક સફરજન લ્યો.

એમ કહીને તે ભલી બાઇએ બધાં છોકરાંઓને સફરજન આપ્યાં અને સૌએ ઉપકાર માનીને લીધાં.

એ પછી તે છોકરાંઓનાં વખાણ કરીને તથા બહુ હેતથી સલામ કરીને, એ પરોપકારી બાઇ ત્યાંથી ચાલી ગઈ.

આ પાઠ સાંભળીને ડાહ્યાભાઇની દાદીએ કહ્યું:–ઓહો, આ તો બહુ મઝાની વાત! આવી વાતો તો છોકરાંઓને જરૂર શીખવવી જોઇએ.

પછી તેમણે કહ્યું કે, રળિયાત વહુ! મોટાભાઇ આજે બાજરાનો પોંક લઇ આવેલા છે તે લાવો. આ છોકરાંઓએ આપણને મઝાની વાત સંભળાવી; માટે આપણે તેમને તાજો તાજો પોંક ખવરાવીએ. એ પોંકમાં નવા તલ અને સાકરનો ભૂકો નાખજો.

એ સાંભળીને રળિયાત વહુ પોંક લેવા ઉઠયાં, ત્યારે તેમની નાનકડી ચકુડીએ કહ્યું.–હું એકલી પોંક ખાઇશ, કોઇને આપવા નહિ દઉં. એમ કહીને તે પોતાની માની પાછળ જવા ઉભી થઇ.

દાદીએ તેનો હાથ પકડીને તેને રોકી રાખી અને કહ્યું:– ઓ ગાંડી છોકરી! તને કાંઇ ખબર છે? પ્રથમ બધાંનો ભાગ કહાડી પછી આપણે ખાવું જોઇએ. જો બધું આપણે એકલાં ખાઇ જઇએ તો આપણને પાપ લાગે. હું નાની હતી, ત્યારે હું પણ તારા જેવી હતી. કોઇને કાંઇ આપવા દઉં નહિ અને બધું હું એકલીજ ખાઇ જતી. એથી હું રોજ રોજ માંદી પડતી અને

બધાંની અદેખાઇ કર્યાં કરવાથી મન બાળ્યા કરીને હું રોતીસુરત જેવી રહેતી હતી. મને જોઇ મારા મામા કહેતા કે, આ છોકરી કોઈનો ભાગ પાડતી નથી ને બધું પોતે એકલીજ ખાઈ જાય છે; માટે એ જલદી મરી જશે અને ખરેખર એમજ થયું. એક વખત કોઈનો ભાગ પાડયા વિના હું ખૂબ પેટ ભરીને ખાઇ ગઇ, તેથી બહુ માંદી થઇ અને તેમાંથી મરવા પડી. એમાંથી માંડમાંડ બચી, પણ એ પછી ઘણા દહાડા સુધી મને કોઇ ચીજ ખાવી ભાવે નહિ એવું થઇ ગયુ. એ વખતથી હું બીજાઓને ભાગ વહેંચી આપવાનું શીખી; માટે ચકુડી ! જો તારે પણ વહેલું વહેલું મરી જવું હોય તો બધું એકલી એકલી ખાજે અને જો જીવવું હોય તો બધાનો ભાગ પાડીને પછીજ તારો ભાગ તું ખાજે.

એ સાંભળી ડાહ્યાભાઈ બોલ્યાઃ–એવો પાઠ તો આમાં પણ છે.

ડોશીએ કહ્યુંઃ–તારી બા પોંક લાવે એટલામાં તો ચકુબહેન એ પાઠ વાંચી લેશે; માટે ચકુબહેનને એ પાઠ બતાવ એટલે તે વાંચે.

ડાહ્યાભાઇએ તે પાઠ કાઢીને પોતાની નાની બહેન ચકુબાઇના હાથમાં ચોપડી આપી, ત્યારે ચકુબહેન તે વાંચવા લાગી.

---

## પાઠ ૮ મો–ભાગ પાડીને ખાવું જોઈએ.

એક ફળીઆમાં બે છોકરા રહેતા હતા. તેમાં એકનું નામ કીકો અને બીજાનું નામ કાકુ હતું. તે બંને છોકરાઓ સાથે રમતા અને સાથે ભણતા; પણ તેમની રીતભાત જૂદી જૂદી હતી. કીકો એકલપેટા સ્વભાવનો હતો, તેથી કોઇને કાંઇ મદદ કરતો નહિ. કોઇ વખત કોઇ પાડોશી તેને કાંઇ કામ કરવાનું

કહે તો તે કરતો નહિ અને ઘરમાં પણ કોઇ સાથે હળીમળીને રહેતો નહિ. તેથી કોઇ માણુસ તેની ઉપર હેત રાખતું નહિ અને કોઇ છોકરાં તેની દોસ્તી કરતાં નહિ. કાકુ બહુ સલો હતો, તેથી ઘણાં માણુસો તેની ઉપર બહુ હેત રાખતાં હતાં. તે પોતાનાં માબાપનુ કહ્યું માનતો, જરૂર પડે ત્યારે પોતાનાં પાડોશીઓનુ કામકાજ કરી આપતો, પોતાનાં ભાઈબહેનો, પાડોશીનાં છોકરાંઓ તથા નિશાળના પોતાના ભાઇબંધો જે હાજર હોય તેઓને પોતાની ખાવાની વસ્તુમાંથી ભાગ પાડી આપતો અને સૌ સાથે હળીમળીને રહેતો હતો. આમ કરવાથી તે પોતાના જે ભાઇબંધને ઘેર જાય, ત્યાંથી તેને પણ નવું નવું ખાવા–પીવાનું મળતું હતું, જે સગાંઓને ઘેર જાય તે તેનાં વખાણ કરતાં હતાં અને જે જે પાડોશીને ઘેર જાય તે બધાં તેને માન આપતાં હતાં તે સૌની ઉપર હેત રાખતો અને પોતાના ભાગમાંથી સૌને ભાગ પાડી આપતો હતો, તેથી તેને રોજ રોજ નવું નવું ખાવાનું મળતું હતું. જેમકે–કાકુને ઘેર ધાણી શેકાવેલી હતી તે તેણે પોતાના પાડોશીનાં છોકરાંઓને આપી; એટલે પાડોશીના એક છોકરાએ તેને શેરડીનાં બટકાં આપ્યાં, બીજે દિવસે પાડોશીના બીજા છોકરાએ તેને ખમણપહુવા આપ્યા; ત્રીજે દિવસે એક ત્રીજા છોકરાએ તેને દ્રાક્ષ આપી; ચોથે દિવસે તેની નાની બહેન પોતાના મામાને ત્યાં ગઇ હતી, ત્યાં તેને બરફી ખાવા આપી હતી તેમાંથી તે પોતાના કાકુભાઇ સારૂ બરફી લેતી આવી; એક ભાઇબંધને ત્યાં તેની વાડીનાં જમરૂખ આવ્યાં હતાં, તે પોતાના ભાઇબંધ કાકુ સારૂ જમરૂખ લઇ આવ્યો; અને કાકુ પોતાની કાકુડીને રમાડયા કરતો તેથી

કાકી પણ તેને માટે કાંઇ કાંઈ સારી સારી ખાવાની વસ્તુઓ રાખી મૂકતી હતી. આ રીતે કાકુ પોતાની ધાણીમાંથી બીજાં છોકરાંઓને ભાગ પાડી આપે તેના બદલામાં તેને ઘણી વખત આટલી બધી નવી નવી ચીજો ખાવા માટે મળતી હતી. વળી એ બધાં તેની ઉપર હેત રાખતાં હતાં, તેથી કદી કોઈ દિવસ તેની પાસે ચોપડીઓ ન હોય કે કોઇ દિવસ સીસાપેન, શાહી કે કાગળ ન હોય, તોપણ તે મુંઝાતો નહોતો. પોતાના ભાઇ-બંધો પાસેથી એ બધું તેને મળી રહેતું હતું; એટલુંજ નહિ પણ કદી કોઇ ખરાબ છોકરો કાકુને મારવા આવે તો સૌ છોક-રાંઓ કાકુને મદદ કરતાં, તેથી કોઇ તેને મારી શકતું નહિ. તે પોતાના ભાઇબંધો ઉપર બહુ હેત રાખતો અને પોતાને સારૂ ખાવાનું હોય તેમાંથી પોતાના ભાઇબંધોને ખાવાનું આપતો હતો. આથી બધાં છોકરાંઓ તથા એ છોકરાંઓનાં માબાપો પણ તેના ઉપર હેત રાખતાં હતાં.

ભલો કાકુ જ્યારે આવી રીતે મઝામાં રહેતો, ત્યારે કોઇને ભાગ ન આપનાર અને બધું એકલોજ ખાઇ જનાર ફીકાના શું હાલ હતા એ તમને ખબર છે ? કાકુને જેમ બધે ઠેકાણેથી સારૂં સારૂં ખાવા–પીવાનું મળતું, તેમ ફીકાને મળતું નહોતું. ફીકાનો કિત્તો ભાગી જાય તો કોઇ છોકરો તેને પોતાનો કિત્તો આપતો નહિ, ને ચોપડી ન હોય તો કોઇ તેને ચોપડી વાંચવા આપતા નહિ; અને ફીકાની કાંઇ ભૂલ થાય તો કોઈ છોકરો તે ભૂલ બતાવતો નહિ; તેથી તેનો નંબર છેલ્લોજ રહેતો હતો.

એક દિવસે રમતાં રમતાં કાકુના પગને ઠોકર વાગી, તેથી તેના પગની આંગળીમાંથી લોહી નીકળ્યું; ત્યારે તેની સાથેના

તેના જેવાજ એક ગરીબ મિત્રે પોતાના ફાટેલા ફેંટામાંથી જરાક કકડો ફાડી લઇને તેની આંગળીએ બાંધ્યો અને તેનો હાથ પકડીને તેને ઘેર મૂકી આવ્યો.

એ પછી એક દિવસ ડીકાને પગે કૂતરૂં કરડયું અને લોહી નીકળ્યું, તેથી તે રોવા લાગ્યો. એ વખતે ઘણા છોકરાઓ ત્યાં હતા; પણ કોઇએ તેના તરફ ધ્યાન આપ્યું નહિ. તેણે એક છોકરાને કહ્યું·–શિવા! મને મારે ઘેર મૂકવા આવીશ?

શિવાએ કહ્યું:–એક દિવસ મારો દડો કૂવામાં પડી ગયો હતો, તેથી તું રમી રહ્યો તે પછી રમવા સારૂ મેં તારો દડો માગ્યો, પણ તેં મને દડો આપ્યો નહોતો એ યાદ છે કે? તું મને મદદ કરે નહિ ત્યારે હું તને શા માટે મદદ કરૂં?

એ સાંભળીને ડીકાએ કહ્યું:–કાકુને પગે ઠેસ વાગી હતી ત્યારે તેં તારો ફેંટો ફાડીને તેની આંગળીએ પાટો બાંધ્યો હતો અને તેનો હાથ ઝાલીને તેને ઘેર મૂકી આવ્યો હતો. તારી એ ભલાઇ જોઇને તથા મારો પગ બહુ દુઃખે છે અને હું એકલો ચાલી શકું તેમ નથી, માટે હું તને કહું છું.

શિવાએ કહ્યું:–પોતાને ખાવાનું હોય તેમાંથી પણ કાકુ મને આપ્યા કરે છે, એટલે તેની ખાતર રાખવી જોઇએ; પણ તું તો એકલપેટો છે. તને અમે શા માટે મદદ કરીએ?

આમ વાતો કરતા હતા એટલામાં ત્યાં એક અજાણ્યો છોકરો આવ્યો. તે ડીકાને પગે લોહી નીકળતું જોઇને તથા તેને રોતો જોઇને ત્યાં ઉભો રહ્યો અને બીજા છોકરાને પૂછવા લાગ્યો કે, આને શું થયું છે?

તે છોકરાએ કહ્યું:–એ મસ્તી કરતો હતો અને કૂતરાની

પૂછડી તાણતો હતો તેથી તેને ફૂતરૂં કરડયું છે.

એ સાંભળીને તે અજાણ્યા છોકરાએ પોતાના ખિસ્સામાંથી રૂમાલ કાઢયો અને ફાડીને કીકાને પગે પાટો બાંધ્યો; અને તેનો હાથ પકડી તેની સાથે ધીમે ધીમે તેને ઘેર મૂકવા ગયો.

એ જોઇને શિવાએ એ અજાણ્યા છોકરાને પૂછયું:–આ કીકો તમારો કાંઇ સગો છે?

એ છોકરાએ કહ્યું:–ના.

શિવાએ પૂછયું:–એ તમારો દોસ્ત છે કે ઓળખાણવાળો છે?

તે છોકરાએ કહ્યું:–એ મારો દોસ્ત પણ નથી તેમ હું એને ઓળખતો પણ નથી.

એ સાંભળીને શિવાએ કહ્યું:–ત્યારે તમે શા માટે તમારો રૂમાલ ફાડીને એને પગે પાટો બાંધો છો? અને શા માટે એના ઘર સુધી એને મૂકવા જાઓ છો? એની તમે એટલી બધી ખાતર રાખો છો તે એણે તમને મદદ કરી છે?

તે છોકરાએ કહ્યું:–મારા બાપાએ મને એમ શીખવેલું છે કે, જે આપણું ભલું કરે તેનું આપણે ભલું કરીએ એમાં શું નવાઇ? એ તો સૌ કરે. એમ તો જનાવરો પણ જે માણસ ખાવાનું આપે તે માણસની તાબેદારી કરે છે; પણ આપણે તો માણસ હોવાથી સૌનું ભલું ઇચ્છવું જોઇએ અને કાંઇ પણ બદલાની આશા રાખ્યાં વિના બની શકે તેને મદદ કરવી જોઇએ.

**આપણને બીજાઓની મદદની જરૂર છે, તેથી પણ આપણે બીજાઓને મદદ કરવી જોઇએ.**

એ સાંભળીને કીકાની પાસે ઉભેલા પણ તેને મદદ નહિ કરનારા સૌ છોકરાઓ શરમાઇ ગયા; છતાં તેમાંથી એક છોકરાએ

કહ્યું:—કીકો એકલપેટો છે, તે કોઇનું કામ કરતો નથી; માટે અમે પણ તેને મદદ કરતા નથી. એક વખત અમે તળાવે નહાવા ગયા હતા ત્યારે મારા પગમાં કાંટો વાગ્યો. મેં કીકાને કહ્યું કે, પગમાંથી કાંટો કાઢી લઉં એટલીવાર તું બેસ. પછી આપણે બેઉ સાથે જઇએ; પણ તે રોકાયો નહિ અને મને એકલો મૂકીને ચાલ્યો ગયો. આવી રીતે એ કોઇનું કાંઇ કામ કરે નહિ, ત્યારે અમે શા માટે તેનું કામ કરીએ?

એ સાંભળીને તે ભલા છોકરાએ કીકાને કહ્યું:—ભાઈ! આપણને વારેવારે સૌનું કામ પડે છે, માટે આપણે પણ આપણાથી બનતી મદદ સૌને કરવી જોઇએ. આજે કાંઇ તને ખબર હતી કે, મારી મદદની તને જરૂર પડશે? આવી રીતે ઓચિંતી આપણને ઘણાં માણસની અને ઘણી વસ્તુઓની જરૂર પડે છે. વળી જો આપણે કોઇની ઉપર હેત રાખીએ નહિ અને કોઇને મદદ કરીએ નહિ તો જરૂર પડે ત્યારે આપણને પણ કોઇ મદદ કરે નહિ; માટે તારે સૌની સાથે ભલાઈ રાખવી જોઈએ, નહિ તો કોઈક દિવસ રખડી મરીશ.

આ સાંભળીને તથા આપણને બીજાઓની મદદની કેટલી બધી જરૂર છે, એ પોતાના પગે ફૂતરૂં કરડ્યુ તે ઉપરથી જોઈને અને અજાણ્યા છોકરાને કાંઇ પણ સ્વાર્થ વિના કેવી સરસ રીતે મદદ કરી તે નજરે જોઇને કીકાને બહુ સારી અસર થઇ. તેણે કહ્યું કે, હવે હું સૌના ઉપર હેત રાખીશ અને મારાથી જે બની શકશે તે મદદ આપીશ. એ પછી બધા વાતો કરતા કરતા કીકાને ઘેર પહોંચ્યા.

# પાઠ ૯ મો—બીવું નહિ.

ચંદુલાલે કહ્યું:—માણેકચંદ! હવે પરીક્ષા પાસે આવી છે, માટે મારે ઘેર આવો તો આપણે રાતે સાથે પાઠ વાંચીએ.

માણેકચંદે કહ્યું:—હું રાતે તમારે ઘેર નહિ આવી શકું.

ચંદુલાલે કહ્યું:—કેમ, એમાં શું અગવડ છે?

માણેકચંદે કહ્યું:—રાત્રે બહાર નીકળતાં હું બહુ બીઉં છું.

એ સાંભળીને ચંદુલાલ હસી પડયો અને બોલી ઉઠયો કે, ઓય બીકણ! એમાં વળી બીક શેની? આપણું ઘર તો એકજ ફળીઆમાં અને પાસે પાસે છે. શું એટલામાં બીક લાગી જાય? એવું બીકણપણું તો છોકરીઓમાં પણ ન હોય.

એ સાંભળીને માણેકચંદના મોટાભાઇ પરભુદાસે કહ્યું:—અરે, એ તો એવો બીકણ છે કે વાતજ ન પૂછો! અમારા ઘરમાં એક ઓરડામાંથી બીજા ઓરડામાં જતાં પણ બીએ; પથારીમાં એકલો સૂતાં પણ બીએ; દીવો ઠરી જાય તો બીએ; સિપાઈને દેખે તો બીએ; કોઇ બાવાને દેખે તો બીએ; કૂતરૂં ભસે તો બીએ, ઘરમાં એકલો હોય તો બીએ; ચોખામાંથી ઇયળ નીકળે તેથી પણ બીએ; પતંગીઆથી પણ બીએ; બંદૂક ફુટતી સાંભળે તોપણ બીએ; તળાવ કે નદીમા નહાતાં પણ બીએ; વહાણમાં બેસતાં પણ બીએ; પોતાના પડછાયાથી પણ બીએ; અને ઉંદરનાં બચ્ચાંથી પણ બીએ; એવું બીકણ તો કોઇ નહિ હોય.

એ સાંભળીને સેવકલાલે કહ્યું—એ તો બહુજ ખરાબ! એ

તો નાલાયકી ગણાય. અરે માણેકચંદ ! તું આવો બાયલો છે? આવો બીકણ રહીશ તો આગળ મોટાં કામો કેમ કરી શકીશ?

માણેકચંદે કહ્યું:-બીવું એ સારૂં નહિ એમ હું જાણું છું, અને મારૂ બીકણપણું મટાડવું એમ મારી મરજી છે; પણ કોણ જાણે શું છે કે હું જરાય હિંમત રાખી શકતો નથી અને વિના-કારણ બીન્યા કરૂં છું.

એ સાંભળીને ચંદુલાલે કહ્યું:-પણ તમે કોનાથી બીઓ છો? એ હું સમજતો નથી; કારણ કે ઉંદર મોટો કે તમે મોટા? પતંગીઆમાં વધારે બળ કે તમારામાં અને ઇયળમાં વધારે અક્કલ છે કે તમારામાં છે? તમારા બાપ, કાકા, ભાઇ, મામા કે દોસ્ત તમને તળાવે નહાવા તેડી જાય તે શું તમને પાણીમાં ડૂબાવી દેશે? નહિજ. ત્યારે તમે શા માટે બીઓ છો? આપણાં મા-બાપ, પાડોશી વગેરે અનેક લોકો આપણી મદદમાં છે; છતાં કાંઈ પણ ગુન્હો કર્યા વિના માત્ર સિપાઈનું નામ સાંભળીનેજ અથવા કોઈ બાવાને જોઇનેજ આપણે શા માટે બીવું જોઇએ? કોઇ વખત દીવો હોલવાઇ જાય તેમાં શું થઈ ગયું? અંધારૂં કાંઈ આપણને ખાઇ જાય તેમ નથી અને તમારી પથારીમાંથી કયો બાઉ નીકળી આવે તેમ છે એ તો જરા કહો? એવા બીકણ શું થાઓ છો? છોકરાંઓએ તો ખૂબ હિંમત રાખવી જોઇએ.

એ સાંભળીને માણેકચંદે કહ્યું.-એ બધી વાત સાચી; પણ મારી માએ મને નાનપણમાં બહુજ બીવરાવી મૂકેલો હોવાથી હવે મારામાં હિંમત આવી શકતી નથી. વાત વાતમાં તે કહ્યા કરતી કે "જો, બાવો આવ્યો! મસ્તી કરીશ તો સિપાઇને બોલા-વીશ. પેલા ફળીઆમાં ભૂત ફરે છે, માટે ત્યાં રમવા ન જઇશ.

અંધારામાં જઈએ તો વિંછી કરડી ખાય. એકલો બહાર જઈશ તો કોઈક તને ઉપાડી જશે. રોતો રહી જા, નહિ તો ઉંદરનાં બચ્ચાં પાસે મૂકી આવીશ." આવી રીતે વાત વાતમાં મને મારી મા બીવરાવ્યા કરતાં, તેથી હું બીકણુ થઈ ગયો છું.

એ સાંભળીને શામરાવે કહ્યું:–અરરર! તમારી મા તમને એવી રીતે ડરાવે છે! એ તો ઘણુંજ ખોટું. હું જો કોઈ પણ વાતથી બીઉં તો મારી મા કહે છે કે "તું તે આવો ક્યાંથી જાગ્યો? આપણા કુટુંબમાં તો કોઈ તારા જેવું બાયલું નથી." પહેલાં હું ઘોડા ઉપર બેસતાં ડરતો, એ જોઈને મારા બાપા મને કહેતા કે "ઘોડા ઉપર બેસતાં બીએ છે, ત્યારે સરદારી કેમ કરીને કરી શકીશ? બોલ, તારે હજામ થવું છે કે સરદાર? જો બહાદૂર થવું હોય અને સરદારી કરવી હોય તો તો ઘોડે બેસવામાં બીવું ન જોઈએ. આપણો રામભાઉ તારા કરતાં નાનો છે તોપણ કેવી સરસ રીતે ઘોડો દોડાવે છે અને તું તો ઘોડા ઉપર બેસતાં પણ બીએ છે? હાય હાય, તારી તો આબરૂ ગઈ! અમે તો સૌ આગળ તારાં વખાણ કરતા કે, અમારો શામરાવ તો બહુ બહાદૂર છે. પણ હવે તો એમ કહેવું પડશે કે, શામરાવ તો બાયલો છે! બોલ, તને શું ગમે છે? બહાદૂર થવું ગમે છે કે બાયલા રહેવું ગમે છે?" એ સાંભળીને હું શરમાઈ જતો અને મનમાં ડરૂં તોપણ બહારથી હિંમત રાખીને ઘોડા ઉપર બેસતો; તેથીજ હવે સારી રીતે ઘોડો દોડાવી શકું છું.

આવીજ રીતે જ્યારે હું ફટાકડા ફોડતાં બીતો અથવા બંદૂકનો અવાજ સાંભળીને બીતો, ત્યારે પણ મારા બાપા કહેતા કે, "દીકરા! તું તો ફટાકડાથી બીએ છે, પણ તને ખબર છે કે,

આપણને આ ગરાસ મળેલો છે તે મારા દાદાના બાપની બહાદૂરીથી મળેલો છે? પેશ્વા સરકારની નોકરીમાં તે સરદાર હતા અને મોટી મોટી લડાઇઓમાં ફતેહ મેળવી હતી, તેથીજ આપણે આ જાગીર ભોગવીએ છીએ. એ પછી મારા દાદા અંગ્રેજ સરકારના લશ્કરમાં હતા અને અફઘાન-લડાઈમાં ઘાયલ થયા હતા, તેથી જીંવ્યા ત્યાંસુધી પેન્શન ખાતા હતા. ચાળીસ વરસ ઉપર આપણા ગામમાં ધાડ પડી ત્યારે મારા બાપાએ બહારવટીઆઓને મારી હઠાવ્યા હતા. દીકરા! આપણા કુળમાં કોઇ નમાલો માણસ થયો નથી; માટે તારે પણ બહાદૂર થવું જોઇએ.

આવી રીતે સમજાવી-પટાવીને તથા હસાવી-રમાડીને તે મારી બીક મૂકાવતા; તેથી હવે હું કોઇથી ડરતો નથી. સમજુ માબાપોએ તો આવી આવી યુક્તિઓથી પોતાનાં છોકરાંઓનાં મનમાંથી બીકણપણું મટાડવું જોઈએ, તેને બદલે તમારી મા તમને વાત વાતમાં બીવરાવ્યા કરે એ તો બહુજ ખરાબ; પણ હવે તમે સમજુ થઇને શા માટે બીઓ છો?

એ સાંભળીને હુસેનખાંએ કહ્યું:-તમારી પેઠે અને માણેકચંદની પેઠે હું પણ પ્રથમ બહુ ડરતો; પણ તમારા બાપની પેઠે મારા કાકાએ પણ મને સમજાવી સમજાવીને મારી બીક મટાડી છે. અમારા ગામને પાદર નદી હતી, ત્યાં મારા કાકા મને રોજ નહાવા તેડી જતા; પણ હું પાણી જોઇને બહુ ડરતો અને રોઈ પડતો. એ વખતે મારા કાકા મને બહુ સમજાવતા અને કહેતા કે "જો સરખી રીતે નહાઇશ તો પૈસાની જલેબી અપાવીશ." તોપણ હું માનતો નહિ અને રોયા કરતો; પરંતુ તે મારા રોવાની દરકાર કરતા નહિ. હું રોતો હોઉં

તોપણ મને ઉપાડીને નદીમાં લઇ જતા અને કહેતા કે “ તરતાં ના આવડે તે છોકરો શું કામનો ? આપણે રાતદહાડો પાણી સાથે કામ અને પાણીથી બીવું કેમ પાલવે ? આપણા બાપ-દાદા વહાણો ચલાવવાનું કામ કરતા. મારા દાદા મોટા જંગ-બારી વહાણના ટંડેલ ( ઉપરી ) હતા. તારા બાપે અનેક વાર દરિયામાં ડૂબતાં માણસોને બચાવ્યાં હતાં અને મેં પણ તરવાની શરતોમાં ઈનામો મેળવેલાં છે. આમ છતાં તું પાણીથી બીએ એ કેમ ચાલે ? તું રોઇ પડે એથી કાંઇ હું તને છોડી દઇશ નહિ. તારે તરતાં તો શીખવુંજ પડશે. ” આવી આવી રીતે તેઓ મને સમજાવતા, ખાવાનું અપાવતા અને પોતાની સાથે પાણીમાં તેડી જઇને મારી બીક મટે તેમ કરતા; તેથી હવે મને બહુ સારી રીતે તરતાં આવડે છે અને દોસ્તોને પણ તરતાં શીખવું છું.

એ સાંભળીને ફતેહસિંહે કહ્યું:–મારા મોટાભાઇને અસલના ઇતિહાસો વાંચવાનો બહુ શોખ છે અને તેઓ એમાંની વાતો મારી ભાભીને સમજાવે છે; તેમાંથી કોઇ કોઇ વખત થોડું થોડું હું પણ સાંભળી લઉં છું. તેમાં એક દિવસ એમ આવ્યું હતું કે, અસલના વખતમાં એક દેશમાં એવો સખત કાયદો હતો કે, જે છોકરાંઓ શરીરમાં જોરાવર અને બહાદૂર હોય નહિ, તેવાં છોકરાંઓને મારી નાખવાં; કારણ કે એવાં બીકણ અને રોગી છોકરાંઓ પોતાનું પણ ભલું કરી શકે નહિ અને પોતાના દેશનું પણ ભલું કરી શકે નહિ. એ તો ઉલટાં બીજાં સારાં માણસોની ઉપર ભાર જેવાં થઇ પડે; માટે એવાં નકામાં માણસો જીવતાં રહીને બીજાઓને હેરાન કરે તે કરતાં તેઓ મરી જાય એજ સારૂં, એટલે એ જોઇને બીજાં કોઇ એવાં

નમાલાં થાય નહિ. આવી સમજને લીધે એ લોકોએ એવો કાયદો કર્યો હતો કે, પોતાના દેશમાં જેટલાં છોકરાંઓ જન્મે તે બધાં છોકરાંઓને તપાસવા માટે રાજા અને પ્રજા તરફથી એક કમિટિ નીમવી. એ કમિટિ જે છોકરાંઓને પાસ કરે, તેને બચાવવાં અને જે છોકરાંઓને નાપાસ કરે તેને મારી નાખવાં. વળી જે છોકરાંઓને બચાવેલાં હોય તેઓ પણ પાછળથી બીકણ ન થાય, સોજીલાં ન થાય અને માંદાં ન થાય; પણ સુખ–દુ:ખ ખમી શકે તેવાં થાય તથા પોતાના દેશના ભલા સારૂ દુશ્મનો સામે લડી શકે અને પોતાનાં માથાં આપી શકે એવાં બહાદૂર થાય; તે સારૂ તેઓને ખૂબ કસરત કરાવતા, પહાડો ઉપર ચઢાવતા, ઉજ્જડ જંગલોમાં એકલા મોકલતા, ભૂખ્યા રાખતા, ટાઢ–તડકા વેઠાવતા, હથિયાર વાપરતાં શીખવતા, માબાપથી જુદા ગુરુના આશ્રમમાં રાખતા અને એક ઈશ્વર સિવાય બીજા કોઇથી પણ બીએ નહિ તેવાં બનાવતા. આમ કરવાથી એ લોકો બહુ સુખી હતા, સ્વતંત્ર હતા અને કોઇ પણ પરદેશી લોકો એ દેશ જીતી શકતા નહિ. આપણે પણ જો સુખી થવું હોય અને આપણા દેશનું ભલું કરવું હોય તો એવા બહાદૂર થવું જોઈએ.

આ સાંભળીને ચંદુલાલે કહ્યું:—ઓહો ! આ તો બહુ ભારે વાત ! જો આપણા દેશમાં એવો કાયદો હોય તો તો માણેકચંદ જેવાના બારજ વાગી જાય !

શામરાવે કહ્યું:–એમાં નવાઇ શું ? બીકણોના તો એવાજ હાલ થવા જોઇએ.

હુસેનખાંએ કહ્યું.–જો હું રાજા થાઉં તો એવો કાયદો કર્યા વિના રહું નહિ.

ફતેહસિંહે કહ્યું:–એમાં રાજા થવાનું શું કામ છે ? આખી

દુનિયાની બીક જેના ઘરમાં પેસી ગઇ હોય, એવી માણેકચંદની મા જેવી બાઇઓને તો પૂછો કે એવો કાયદો ગમશે ?

આમ વાત ચાલતી હતી એટલામાં બાબુ બહુ રોવા લાગ્યો; તેથી ચંદુલાલે પૂછ્યું કે, આ ગડબડ શું ? શા માટે તે રડે છે ?

ત્યારે બાબુના મોટાભાઇએ કહ્યું:-મારી માશીના દીકરા હરિલાલે હેત કરીને તેને બોલાવ્યો અને કહ્યું કે, બાબુ ! કેમ છે ? ચાલ તને દાડમ ખાવા આપું; એમ કહીને તેણે બાબુનો હાથ પકડયો, તેથી તે રોઇ પડયો.

ફતેહસિંહે કહ્યું:-કોઇ હેત કરીને બોલાવે એ તો ખુશીની વાત, એમાં રોવા જેવું શું છે ?

બાબુના મોટાભાઇએ કહ્યું-અરે, એ તો એવો મુડદાલ છે કે બસ વાત વાતમાં રોઇ પડે છે !

એ સાંભળીને ચંદુલાલે કહ્યું:-એ તો ઘણાંજ ખરાબ નાલાયક છોકરાં હોય તેજ રૂએ, સારાં છોકરાં કાંઇ રૂએ નહિ.

ડાહ્યાભાઇએ કહ્યું:—આ ચોપડીમાં રોતીસુરત છોકરી વિષે પાઠ છે એ વાંચ્યો છે ?

ફતેહસિંહે કહ્યું:-ના, એ પાઠ તો જરૂર અમને સંભળાવો. પછી ડાહ્યાભાઈ એ પાઠ વાંચવા લાગ્યા.

# પાઠ ૧૦ મો—રોતીસુરત છોકરી

વહાલી નામે છ વરસની એક છોકરી હતી. તે વાત વાતમાં રોયા કરતી. કોઇ છોકરાંઓ તેને રમવા તેડી જવા સારૂ તેનો હાથ પકડે તોપણ રોઇ પડે. તેનાં સગાંવહાલાં કહે કે, વહાલી ! લે આ ખાવાનું આપું; તોપણ તે રોઇ પડતી. કોઇ અજાણ્યું

માણસ તેની સામું જુએ તોપણ તે રોઇ પડતી; પોતાની મા પાસે ખાવાનું માગતાં માગતાં પણ તે રોતી; કોઇ સગાં વહાલાંને ઘેર કાંઇ કામે જવું પડે તોપણ તે રોતી; લૂગડાં પહેરતી વખતે, નહાવું પડે ત્યારે, માથું ઓળતી વખતે અને નિશાળે જતી વખતે પણ તે રોતી. આમ હોવાથી ફળીઆનાં છોકરાંઓ તેને 'રોતીસુરત છોકરી ! રોતીસુરત છોકરી !' એમ કહીને ચીઢવતાં હતાં. શેરડી, બોર, જમરૂખ, ચણા વગેરે ખાવાનું કોઇ તેને આપતું નહિ; અને તેની પાસે જે ખાવાનું હોય તે પણ તે રોયા કરે એટલી વારમાં બીજું કોઇ ખાઇ જતું, ફેંકી દેવાતું, ઢોળાઇ જતું કે ખોવાઇ જતું. આથી તેનું મોઢું ઉદાસ જેવું થઈ જતું. તેના માથાના વાળ ખીંખર-વીંખર થઇ જતા, તેનાં લૂગડાં મેલાં થઇ જતાં, તેના ગાલ ઉપર સૂકાઇ ગયેલાં આંસુના રેલા દેખાતા, વારે વારે રોવાથી તેના નાકમાંથી લિંટ નીકળતું અને મોઢામાંથી લાળ પડતી હતી. વળી બહુ રૂએ ત્યારે શ્વાસ ભરાઇ આવે, ગભરાઇ જાય અને ખોં ખોં કરે તેથી કોઇને ગમે નહિ એવી અળખામણી અને ભૂતડી જેવી તે લાગતી હતી. આ બધી ખરાબી તે બહુ રડતી તેથીજ થતી હતી.

એજ રોતીસુરત છોકરીની બીજી મોટી બહેનનું નામ આનંદી હતું. તે આઠ વરસની હતી અને વહાલી કરતાં જરા શ્યામળી હતી, તોપણ તે વહાલી કરતાં વધારે શોભતી. કારણ કે આનંદી તે ખરેખર આનંદીજ હતી. રમતમાં કોઇ વખતે વાગી જાય, કોઇ માણસ તેને ચીઢાવે, કોઇ બહેનપણી રમુજમાં તેને ટપલો મારી લે, તેની વાળ હોળવાની કાંસકી છુપાવી દે કે તેની સીસાપેનની અણી ભાગી નાખે, તોપણ તે રોતી નહિ. વખતે બે-ચાર

દિવસ પોતાની બાથી જુદું પડવું પડે અને ઘરમાં બીજાઓની સાથે રહેવું પડે તોપણ તે રોતી નહિ. તે પોતાની ખુશીથી શરીર ચોળીને નહાતી હતી. હમેશાં પોતાને હાથે પોતાનુ માથું હોળતી. કોઇ તેને હેત કરીને બોલાવે, ત્યારે રાજી થતી. કોઇ કાંઇ પૂછે તો તેના બહુ સારા જવાબો આપતી અને ક્યાંક જવું-આવવું પડે તો તે ખુશી થતી. તે નિશાળે પણ ખુશીથી જતી અને ધ્યાન આપીને પાઠ વાંચતી, અને તેથી પહેલે નંબરે આવતી હતી.

## આનંદી સ્વભાવ રાખવાના ફાયદા

આનંદીનો આવો આનંદી સ્વભાવ હોવાથી સૌ ઠેકાણેથી તેને આનંદ મળતો. ઘરમાં પણ તે આનંદથી રહી શકતી, નિશાળમાં પણ તેનો નંબર પહેલો રહેતો; એટલે ત્યાં પણ તે મહેતાજીની માનીતી અને બીજી છોકરીઓની ઉપરી જેવી હતી. પાડોશીઓને ત્યાં તેનો દાખલો દેવાતો અને પાડોશણો પોતાની છોકરીઓને કહેતી કે, આનંદી જેવી થાઓ, સગાં-વહાલાંમાં જાય ત્યાં પણ તેનાં વખાણ થતાં ને માન મળતું. આ બધું તેના આનંદી સ્વભાવને લીધે થતું, માટે આપણે પણ આનંદી સ્વભાવ રાખવો જોઇએ.

આનંદીને જ્યારે સૌ ઠેકાણેથી ઉપર પ્રમાણે આનંદ મળતો હતો, ત્યારે રોતીસુરત વહાલીની સૌ લોકો મશ્કરી કરતા અને તેનો તિરસ્કાર કરતા; એટલુંજ નહિ પણ વહાલીની મા પણ તેના રોવાથી કંટાળી જઇને કહેતી કે, આ રાંડ મરી જાય તો સારૂં અને એ બધું શા સારૂ? વહાલીના રોતીસુરતપણાને લીધેજ.

ઓ મારાં વહાલાં છોકરાંઓ! બોલો, હવે તમોને શું ગમે છે? આનંદી જેવાં હસમુખાં થવું છે કે વહાલી જેવાં રોતીસુરત થવું ગમે છે? જો રોતીસુરત થવું ન ગમતું હોય તો ખાસ કારણ વિના કદી રોશો નહિ અને હમેશાં આનંદમાં રહેજો.

---

